# સોળ વરસની નાર

અને

# નવ વરસનો પતિ

ભાગ—૫—૬

લેખક.

હાસીક કવિ—મગનલાલ બાપુજી ગોધરાવાળા.

લેખકની પરવાનગીથી છપાવી

પ્રસીદ્ધ કરનાર.

બુકસેલર જદુલાલ નારણદાસ ચોકસી

મુ. નડીઆદ.

આવૃતી—૧ પ્રત ૮૦૦૦ સન ૧૯૨૩



કીંમત રૂ.—૦—૧—૦

---

આ પુસ્તક "સરસ્વતી" પ્રીન્ટીંગ પ્રેસમાં (ઉમરેઠ) રતીલાલ બાળકૃષ્ણ ત્રિવેદીએ પ્રસિધ્ધ કરનાર માટે છાપ્યું છે.

# સોળ વર્ષની સતિ

## અને

# નવ વર્ષનો પતિ

ઉર્ફે

# બાળ લગ્નનો બળાપો ભાગ–૫ મો

સતિએ દુઃખથી કંટાળી તેના માબાપને દીધેલો શ્રાપ૦

( રાગ– ગરબીનો )

મરજો મરજો મારાં માને બાપ કે ભુખે મરજો રે,
રહેજો રીબાતાં દીનને રાત કે નર્કે પડજો રે. ૨૪૨

મારો એળે ખોયો અવતાર કે ભુખે મરજો રે,
મારો શ્રાપ છે દીન દયાળ કે નર્કે પડજો રે. ૨૪૩

તારા કુળમાં રે'જો નહિ કોઇ કે ભુખે મરજો રે,
રવડી રવડી થાજો તારૂં મોત કે નર્કે પડજો રે. ૨૪૪

મારૂં જોબન કર્યું તમે ધુળ કે ભુખે મરજો રે,
સોંપી નાના તે કંથની સાથ કે નર્કે પડજો રે. ૨૪૫

મારૂં રંભા સરીખુ રૂપ ધુળમાં રોળાવીરે,
વિચાર્યા વિના નાંખી બાળ ખુબ અકળાવી રે. ૨૪૬

કદી મુજ મનની ઉમેદ પાર ના પાડી રે,
મેલ મુકી ગરીબડી ગાયની જોડી તમે ગાડી રે. ૨૪૭

મને ખોટી નજરથી લોક બહુજ નીહાળે રે,
પ્રભુ લેજો તમારી પાસ ચડી ઝટ વારે રે. ૨૪૮

મારાં નીર્દય છે માતને તાત બની છું નોધારી રે,
તેથી ગરૂડે ચડીને ગોવીંદ લીયો તમે તારી રે. ૨૪૯

પ્રભુ પિયેર મુકીને પુળો હું સાસરે આવી રે,
પણ નાનકડો છે કંથ તેથી નવ ફાવી રે. ૨૫૦

વળી સાસુ નણંદ નિર્દય તે તો સહુ જાણો રે,
માટે મહેર કરીને આજ દયા તમે આણો રે. ૨૫૧

વળી વર્ષ થયાં મને સોળ તે બીના કહુ છું રે,
મારા નાના તે કંથની સાથ દુઃખ વેઠી રહુ છું રે. ૨૫૨

કંઇ સમજે નહિ તે કંથ બહુ છે નાનો રે,
નવ કરશો કજોડું કોઇ કહ્યું મારૂં માનો રે. ૨૫૩

વળી કન્યા કનકની વેલ સહુ કોઈ જાણો રે,
કજોડું ન કરશો ભાઇ મારૂં કહ્યું માનો રે. ૨૫૪

વળી દેખી દીકરીનો ભરથાર વાતો સૌ કરશે રે,
તેને સોંપેલી તારી બાળ ઝુરી નિત્ય મરશે રે. ૨૫૫

કદી વાવ કુવો કે તળાવ સરોવર પાળે રે,
મેણું દઈ ઘણેરાં લોક જીવ તેનો બાળે રે. ૨૫૬

તેથી કહેશે નખોદ માતને તાત કેરૂ જાજો રે,
નહિ રહેશો રતિ તલભાર કે ઉજડ થાજો રે. ૨૫૭

કહે છે સાત પેઢીઓ આજથી નર્કે જાજો રે,
અબળાના સુણીને શ્રાપ પ્રભુ તમે ધાજો રે. ૨૫૮

નાના કંથની નારી દે શ્રાપ અંતર ધરશો રે,
મગનની સુણીને વાત આવું નહિ કરશો રે. ૨૫૯

---

# જ્ઞાતિ બન્ધુ પ્રત્યે સતિની અરજ

( રાગ- ગઝલ )

અરે મમ જ્ઞાતિના વીરા તમોને કરગરી કહું છું
બળાપા બાળ લગ્નોના થકી હું તો બળી રહું છું ૨૬૦

અરે ઓ જ્ઞાતિ બન્ધુઓ દયા તમ દીલમાં ધરજો
સુધારા જ્ઞાતિના કરવા સહુ જન આગળે પડજો ૨૬૧

જુવો માતા પિતા મારાં લઇ પાપો જશે નર્કે
પછીથી દુ:ખી અબળાની કહોને પાંખ કઈ ફરકે ૨૬૨

કરી મોટી અરે મુજને ખરે ! શું આમ પરણાવા
ઉછેરો શું અરે બાળક હમારૂં ધન ઉધરાવા ૨૬૩

ન સમજો સાહ્યબી અમર તમારી તો ટકી રહેશે
નિહાળી જોઠલું આવું જગત્ સૌ ગાળ તો દેશે ૨૬૪

અરે કન્યા તણા વાલી થશે આ દેશ સૌ ખાલી
છતાં આ ઘાતકી કામો રહ્યા છો શું તમે ઝાલી ૨૬૫

હવે તો કંઇ દયા રાખો સહુ ભાઇ દયા રાખો
અરેરે આર્ય અબળાની તુટી જાસે સહુ પાંખો ૨૬૬

તપાસી કારણો તેનાં જગતનાં ખાવ ના મેણાં
બચાવી બાળ લગ્નોથી કઢાડો જગતનાં કેણાં ૨૬૭

# છતા ધણીએ રંડાપો તે આનું નામ

( રાગ— મુજ ઉપર ગુજરી પિતા પાદશાહ જાણી )

—લાવણી—

હવે કહુંછું છેલ્લી વાર સો શણગાર ઉતારી લીધો,
મને છતા ધણીએ રંડાપો સાસુએ દીધો. ૨૬૮

બહુ હતો મુજને પ્યાર છતાં શણગાર ઉતારી લીધો,
મને છતા ધણીએ રંડાપો સાસુએ દીધો. ૨૬૯

અરે સોળ વર્ષની કરી માતાએ ખરી પછી પરણાવી,
ધરી ઉરમાં ખુબ ઉમંગ સાસરે આવી. ૨૭૦

પૈસાની પડેલી તાણ તેથી આ કેર પીતાએ કીધો,
મને છતા ધણીએ રંડાપો સાસુએ દીધો. ૨૭૧

પણ પિતા માહરે કરી મને દુખિયારી અતિશય ભારી,
છે છતા ધણીએ રંડાપા તણી મમ વારી. ૨૭૨

માટે હે વીરલા વાત કહોને હવે કઈ ઉચારૂ,
આ છતા ધણીએ રંડાપો કંઇ જઇ ગાળુ. ૨૭૩

માટે આ મારી વાત પ્રેમથી દીલ મહી તમ ધરશો,
વળી હાથ જોડીને કહુંછું કજોડું નવ કરશો. ૨૭૪

માટે મન મહી તમે સમજી સમજુ નર વત ઉર ધરસો,
વળી હાથ જોડીને કહું છું કજોડું નવ કરશો. ૨૭૫
દુઃખીયારી અબળા તણી દીલની વ.ત તમે ઉર ધા.રે,
પૈસાના લોભી પીતા જનોને ધિકકારો. ૨૭૬
તમે સુણજો નરને નાર વાત આ મારી કહુંછુ વિસ્તારી,
વાંચીને ઉરમાં ધરે. વીનતિ મારી. ૨૭૭
વળી ખરેખરી આ વાત બનેલી સાક્ષત કહુંછું કરજોડી,
નાંખો નહી કજોડું કરી આપની છોડી ૨૭૮
મુજ મિત્રસાલ્મળો સહુ પુસ્તકે. વાચી શી માગણુ લે છે,
આ ગોધરાવાસી મગન લ.વણી કહે છે. ૨૭૯
તેથી તમે સમજો આ.ર્ય અબળાથી કેમ કજોડે રહેવાસે,
આ બાકી રહેલું સર્વ પછી કહેવાસે. ૨૮૦

---

# સતિનો પોતાના પિતા પ્રત્યે ફીટકાર

( રાગ- ગઝલ )

જુઓ પાળક પિતાની હું અરે વ્હાલી હતી દીકરી
છતાં શું શીર આ મારે પીતા જુઓ ગુજારે છે. ૨૮૧
દયા નવ દીલમાં ધરે કરી તે પ્યાર પઇસાનો
કુવે નાખી કરી હાથે ધરી તે પ્યાર પઇસાનો. ૨૮૨
કરી હલત બુરી મારી ખરે તે નીરખે કેવી
હતી હું માતને વ્હાલી ખરેખર દેવના જેવી. ૨૮૩
અરે માતા અને પિતા ભલું થાશે ન તમ્હારૂં
હતી વ્હાલી તમોને હું છતાં આ શું કર્યું મારૂં. ૨૮૪
અરે ! ફીટકાર ફીટકારો હજારો વાર ધિક્કારો
યુવાનીમાં મને બાળી જશે આ કેમ જન્મારો. ૨૮૫
કરી મમ હાલ બહુ બુરી લગાવે ગર્દને છુરી
મરૂં દીન રાત હું ઝુરી જશે આ કેમ જન્મારો. ૨૮૧
મગન સઉ વાત તો કહે છે સતિનાં દુઃખની કાજે
સુધારા કંઇ હવે કરજો નહિ તો માત તમ લાજે. ૨૮૭

## સતિના દીલનો ઉભરો
યાને
## તેના માતા પિતા ઉપર ક્રોધના આવેશમાં લખેલો પત્ર

શ્રી.................

તારીખ–તમે–સને સોપારી–વારે વનીતા

સ્વસ્તશ્રી ગામ નર્કપુરી મધ્યે માનવંતાં માતુશ્રી તેમજ પાપી પિતા વીગેરે

એતાન શ્રી નિવાસ સ્થળ પૃથ્વીપુરથી લી. તમોએ સ્વહસ્તે દુઃખના દરિયામાં ડુબાવેલી એક આર્ય અબળાના ખરા અંતઃકરણથી અભિશ્રાપ વાચશો કે જેવી રીતે મને તમોએ અતિ લાડમાં ઉછેરી મોટી આશાઓના શીખર ઉપર ચઢાવી પોતાનો સ્વાર્થ સાધવાની ખાતર મને દુઃખના ડુંગર નીચે ઠબાવી દીધી છે અને તેના પરિણામે મારે શું સંકટો સહન કરવાં પડતાં હશે તેનો ખ્યાલ. એ દુષ્ટ માતા તને યાદ નહિજ હોય, ખેર ! તારે તારી પોતાનીજ જાત ઉપર વીચાર કરી જોવો હતો કે મારી જે હાલત તેં કરી છે તેવીજ હાલત કદી તહારી હોય; તો શું તેવાં સંકટો તું સહન કરી શકત ? તેનો વીચાર તારા દીલમાં કરી જોઇને તારા હૃદય પાસેથી સત્ય શીખી લેજે. તારાં કાળાં કૃત્યનો બદલો મારીવતી ન્યાયી પરમાત્મા તને જરૂર આપશે. હાલ એજ.

**લી. પતિ પ્રેમથી વંચિત એક અનાથ આર્ય અબળા.**

# ભાગ — ૬

## પુત્રી હોમ

( રાગ– સોરઠી ગઝલ )

ભગવાન તારી છે કળા ન્યારી બહુ કીર્તિ વસી,
આનંદ કરતાં સૌ જનોમાં બાળાઓ જુઓ ફસી. ૨૮૮
નયને નીરખતાં હાય મારી છાતીમાં બહુ સાલતી
બાળા વર્ષ સોળે તણી છુમ છનક કરતી ચાલતી. ૨૮૯
તે બાળાના પાપી પિતાએ શું કર્યું તે જાણજો,
દીલ માંહિ તમ વીચારીને કંઇ રહેમ વૃષ્ટિ આણજો. ૨૯૦
પ્રેમે ઉછેરી પાળીને બહુ લાડથી મોટી કરી,
તેજ બાળાને જુવો નાના પતિ સંગે ધરી ૨૯૧
જરની અરે લાલચ કરી જન કો ફસાઈ જાય છે,
માટે જુઓ નીજ જન તણોની પુત્રીનું શું થાયછે. ૨૯૨
પાપી પિતા છે તેહનો જાણી અજબ થાવા સમુ,
દીલ માંહિ ધારે તેઓ પુત્રી વેચી સુખડું હું જમું. ૨૯૩
પુત્રી તણી ઉમ્મર જુઓ કંઇ કોની મોટી થાયછે,
પણ જર તણી આશા થકી બાળાઓનું શું થાયછે. ૨૯૪
લેઇ રૂપૈયા તેહના ગણી પાંચ દશ હજાર શું,
નિર્દોષ વેચે બાળીકા જઇ તેહને ધીટકાર શું. ૨૯૫

દીલમાં બહુ મલકાઈને છલકાઈ અભિમાનો ધરી,
લેઈ રૂપઈયા ઘેર આવે કુવે નાંખી દીકરી. ૨૯૬
નિજ બાળતો નવ જાણતી કે મુજ પિતા આ શું કરે,
તે ના સમજતી એમ કે આ સુંદરી બાને વરે. ૨૯૭
પરની કરી વાતો ઘણા દીલ માંહી તે હસતા હતા;
તેજ હીજડાઓ જુઓ આ જર થકી ફસતા જતા ૨૯૮
નાનો પતિ નાદાન છે વળી નવ ગની રહી અંગમાં,
શું સુંદરી કો મોજ માણે તે પતિની સંગમાં. ૨૯૯
નાનો પતિ તેનો અરે નવ ભાન દુનિયાનું હતું,
તેથી હૃદય તેના વિષે હરનીશ દીલમાં સાલતું. ૩૦૦
થઈ સોળ વર્ષે સુંદરી સ્ત્રી ધર્મના પુર જ્ઞાનમાં,
ખીલી કળી ફલ ફલ થતી સમ વય સુમનની હારમાં. ૩૦૧

---

## આતો કજોડાની કહાણી !
## કે
## બાળાઓની લહાણી !

[ રાગ – સવૈયા ]

કન્યા વિક્રયના કરનારા મન મહી શું મલકાવો,
દીકરી જેવું રત્ન ઉછેરી વેચીને પૈસા ખાવો.
તે કરતાં તો માત પેટ પત્થર પડીઆ હોતો સારૂં,
કન્યાઓ તમ જેવા વેચી જગમાં નવ કરતા કાળું. ૩૦૨

નાનપણે લાડે ઉછેરી પાળી પોશીને મોટી કરો,
તેજ બાળકી જરની કાજે વેચી તમારાં પેટ ભરો.
વળી વધુ પૈસા મેળવવા ફેશન તો તમે શીખવાડો,
દેખાશે દીકરી રૂપાળી તોજ ભરાસે તમ ખાડો ૩૦૩

તમ માતાનું એમ કર્યું હોતુ તો ક્યાંથી પેદા થાત,
માટે દીલ મહી તમ સમજો અરે ! કુંવારીકાના તાત.
ચંદ્ર વીના જેમ ચકોર સુની તેમ સમજજો બાળા આ,
દીલ મહી બહુ મુઝાઈ કહેશે મત પિતાનું નખોદ જાવ ૩૦૪

નોટ કરનસી બેંકની ધારી દીકરીને શું સંભાળો,
હરામના પૈસા મેળવવા માટે શું દીકરી પાળો ?
કુંવારીકા એ શબ્દ કોણ છે તે કંઇ દીલમાં વિચારો,
પૈસા લેઈને દીકરી કેરા જીવનને તમ શું બાળો. ૩૦૫

સારસ જેવાં પંખીમાં પણ નરમાદા તો કલ્લોલ કરે,
તેમાંથી કોઇ છુટું થાય તો ઝુરી ઝુરી બીજું મરે.
તેમ જાણો તમ બાળા મરશે નાના પતિને નીરખતાં,
લોક દીએ બહુ મેણાં ટેણાં વાટે કે ઘાટે જાતાં. ૩૦૬

સ્ત્રીની ગત તો સ્ત્રી જાણે છે તો પણ માતા ક્રૂર થતી,
દીકરી દુઃખમાં બળી જશે તે વિચાર દીલમાં નવ કરતી.
પુખ્ત ઉમ્મરની થાય બાળા તો શીયળ સાચવે શી રીતે,
મદન અગ્નિના પ્રચંડ ભડકા કેમ કરી નારી જીતે. ૩૦૭

માતા તારૂં હેત સઉ તેં લાલચમાં ઢાંકી દીધું,
નવ મહીના ઉદરમાં રાખી આખર શું કાળુ કીધું.
વર્ણ તમારી નીચ હોય પણ કન્યા વિક્રય કેમ કરો,
બહુજ લાડથી ઉછેરી તે બાળા પર શું દુઃખ ભરો. ૩૦૮

સમાન વયનો પતિ હોય પણ દ્રવ્ય લેઈ કન્યા આપે,
સાસરીયાં બહુ મેણાં દેઇને બીચારીને સંતાપે.
કામકાજ સહુ ઘરનું કરજે ગુલામડી સમ જાણી છે,
તારા બાપને પઇસા દેઇને તુજને ઘરમાં આણી છે. ૩૦૯

ધર્મ ગ્રંથ સૌ એમ કહે છે કન્યાવિક્રય જે કરશે,
જીવત જીંદગી કષ્ટ ભોગવી અંતે નર્ક વિષે પડશે.
બાળ તમારી જીવ બાળીને ગાળ અતિશય દેવાની,
માબાપે મને કુવે ઉતારી હાય નિસાશા લેવાની. ૩૧૦

એજ નિસાસે માત પિતાનું સત્યાનાશ જરૂર જશે,
ખોટા રસ્તામાં દ્રવ્ય જશે ને મુરખ અંતે પસ્તાશે.
દ્રવ્ય લેઇને લગ્ન કરે તે સારૂં કદી નવ કહેવાયે,
હિન્દ દેશની પડતી કરવના કારણ સૌ દેખાયે. ૩૧૧
કઇંક જનો સ્વાર્થને માટે દીકરી કેરાં સાટાં કરે,
કંઈક જનો નિજ પુત્રી વેચી પાપી પેટ પોતનાં ભરે.
મગનલાલ તો કહે આટલું તે સૌ જન ઉરના ધરજો,
કન્યાવિક્રય અટકાવાને બનતુ તો તનથી કરજો ૩૧૨

# બાળલગ્નનો બળાપો

( રાગ—બારમાસી )

પ્રિતમ વિદેશ ગયલા તે ઘેર આજ આવ્યા
નવીન વસ્તુમાં તે ફેશન સંગ લાવ્યા. ૩૧૩
ફેશનમાં શું થયું છે તે વાત કહું હું આજે
વાંચક વીરા સુણજો સતિનાં દુઃખ કાજે. ૩૧૪
પ્રિતમ તણી જે વાતો હું અહીંથી પડતી મુકું
સાસુ અને સગાંની બ્યુગલ હમણાં ફુંકું. ૩૧૫
સાસુએ સુખ જોઇ પ્રિતમ વિદેશ કાઢયા
અમૃત તણા જે છોડા ઇર્ષા રાખીને વાઢયા. ૩૧૬
પ્રિતમ પ્રેમ રાખી ને ઘેર આજ આવ્યા
પણ પ્રભુ મારા સીધા તેથી કોઇના ફાવ્યા. ૩૧૭
સ્વામીને મેં તો પુછયુ કે પ્રાણનાથ સુખી
તમારા કાજે અબળા બહુ થઇતી દુઃખી. ૩૧૮
તેથી તમે તમારો વિયોગ મુકો પડતો
દીકરીને દુઃખ દેઇ પિતા થયો રવડતો. ૩૧૯
પણ પ્રાણનાથ મારા ફેશનથી બહુ ફસાયા
પરદેશ રવડીને તે ઘેર આજ આવ્યા. ૩૨૦
તેથી કો દીન તેણે મુજથી કરીના વાત
મુજ સંગ બેસવાથી થાયે છે સનેપાત. ૩૨૧

વળી હું જો બોલાવું તો ગુસ્સે બહુજ થાયે
મુજ પર કરીને રીસ તે ઘરની બ્હાર જાયે. ૩૨૨
તેથી જગત્ જનોને વાતો હું મારી કહુછું
બળાપા બાળ લગ્ન તણાથી બળી જાઉછું. ૩૨૩
પણ પતિ સમજાવા મેં બહુ કીધા ઉપાયે
છઠીના લેખ થકી તે સર્વ મિથ્યા જાયે. ૩૨૪
પરદેશમાં જઇને ઉલટા ફેશને પડીયા
ગૃહદેવ શા ગુન્હાથી તમે મુજને નડીયા. ૩૨૫
માતાએ હેત તેનું લાલચથી મુકી દીધું
તાતે થઇને નીર્દય આ જગમાં કાળુ કીધું. ૩૨૬
દીકરી તણી કમાઈ પર આધાર તેણે રાખી
જુવોને આર્ય અબળાને દુઃખમાં છે નાંખી. ૩૨૭
માટે છે માત પિતા મારાં ઘણેરાં લોભી
તેથી સતિ જુઓને દુઃખે રહી છે થોભી. ૩૨૮
માટે જ્ઞાતિના વડીલો કંઇ અરજ કાન ધરજો
દુઃખી થતી બાળાની સહાયે બને તે કરજો. ૩૨૯
હાથે કરી કજોઠાં દીકરી કુવામાં નાંખો
કન્યા તણી અછતનાં એ દુઃખ પોતે સાંખો. ૩૩૦
આવી સતીની બીના ઘણેરી બાકી રહી છે
દુઃખોની હકીકત સો સાતમામાં કહી છે. ૩૩૧

# સસ્તી કીમતમાં વાંચન તઈયાર છે.

—:o:—

| | | |
|---|---|---|
| સ્વદેશ કાવ્ય ... ... | રૂ. | ૦—૧—૦ |
| અસહકાર વીણા .... ... | રૂ. | ૦—૧—૦ |
| રાષ્ટ્રિય ગરબા સંગ્રહ યાને સ્વરાજ્ય ગર્જના ... .... | રૂ. | ૦—૨—૦ |
| અસહકાર ગીતા ( છપાય છે ) ... | રૂ. | ૦—૧—૦ |
| મુંબાઈની શેઠાણી ભાગ ૧—૨ ... | રૂ. | ૦—૨—૦ |
| સોળ વરસની સતી—અને નવ વરસનો પતિ ( ભાગ—૧ થી ૬ ) ... | રૂ. | ૦—૪—૬ |
| ચહાદેવીની ચડાઈ—યાને જમાનાનો જુલમ | રૂ. | ૦—૧—૦ |
| સત્યવાન સાવીત્રી અને જસમા ઓડણનો ગરબો ... ... | રૂ. | ૦—૧—૦ |
| કળિનો કેર યાને જમાનાનો ફારફેર ... | રૂ. | ૦—૧—૦ |
| ભયંકર ભુજંગ યાને લીલાવતીનું જાહેર લીલામ ( છપાય છે. ) ... | રૂ. | ૦—૧—૦ |

એ શીવાય તમામ જાતનાં પુસ્તકો હમારી પાસેથી મળી શકશે.

હમારાં દરેક પુસ્તકોના વેપારી ભાવ બેહદ સસ્તા અને શરતો ઉદાર હોવાથી હમારા ખાસ એજંટો માસીક રૂ. ૨૦૦ નો નફો મેળવી શકે છે.

**બુકસેલર જદુલાલ નારણદાસ—મુ. નડીઆદ.**

આ ટાઇટલ 'મહેશ' પ્રીન્ટીંગ પ્રેસ (ગાયવાડી, ગીરગામ મુંબઇ-૪) માં ગુણવંતલાલ છોટાલાલ દેસાઇએ છાપ્યું છે